

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# श्रीनाथगुरुस्तवन.


પ્રગટ કરનાર,

ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી.

વકીલ, પોરબંદર.



અમદાવાદ:

"નિર્મળ" પ્રિન્ટીંગ પ્રેસમાં, લલ્લુભાઇ ઇશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૬૦.     સને ૧૯૦૩.

નોછાવર રૂ. ૦-૧-૦.



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# श्रीनाथगुरुस्तवन.

પ્રકટ કરનાર,

ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી.

વકીલ, પોરબંદર.

અમદાવાદ:

"નિર્મળ" પ્રિન્ટીંગ પ્રેસમાં, લલ્લુભાઇ ઇશ્વરદાસ
ત્રિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૬૦. સને ૧૯૦૩.

નોછાવર રૂ. ૦-૧-૦.

॥ ॐ नमः श्रीसद्गुरुपरमात्मने ॥

# પ્રસ્તાવના.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

શાસ્ત્રમાં ગુરુને બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરની ઉપમા આપેલી છે. તથા ગુરુને પરબ્રહ્મ પણ વર્ણવેલા છે. એવા ગુરુના ગુણનું સંપૂર્ણ વર્ણન કરવા જીવ અશક્ત છે.

અજ્ઞાનરૂપી તિમિરમાં ભટકતો અને જગતરૂપી સમુદ્રમાં ડુબતો એવો હું તેને ઉગારવા પરમકૃપાળુ શ્રીનજાથગુરુએ મારો કર ગ્રહ્યો છે, અને મહામોહરૂપી જાળમાંથી બચાવવા દિવ્યજ્ઞાનરૂપી ખડ્ગ હાથમાં આપ્યું છે, જેનાવડે હું આ અસાર સંસારમાં પરમાનંદરૂપ પરબ્રહ્મમાં વૃત્તિને જોડવા સમર્થ થયો છું, તથા તેઓશ્રીની કૃપાથી સર્વ દુઃખોની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ મેળવવાના અધિકારનો કાંઈક અંશે ભાગ્યશાળી થયો છું. એવા શ્રીપરમદયાળુ સદ્ગુરુ પરમાત્માનું કાવ્યમાં ગુણકથન કરવાની આકાંક્ષા સદોદિત રહેછે, તથાપિ અલ્પ બુદ્ધિ અને પિંગળ જ્ઞાનની અજ્ઞાનતાથી હું પોતે કાવ્યમાં કાંઇ કરી શક્યો નથી, જેથી મારા ગુરુબંધુઓએ રચેલાં ગુણકથનનાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ કરી તેનું નિત્ય સ્મરણ કરવાના હેતુથી અને મારાજેવી ઇચ્છાવાળા મુમુક્ષુઓને પણ તેમનો લાભ મળે એ હેતુથી આ લઘુ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે.

ગુરુગુણ અગણિત છે અને તેનું કથન અશક્ય છે. વળી ગુરુગુણ વર્ણનનું જ આ લઘુ પુસ્તક છે, એટલે ગુરુગુણકથન આ પ્રસ્તાવનામાં વિશેષ કરવામાં આવેલ નથી. ઇતિ શિવમ્.

**વકીલ ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી.**

પોરબંદર.



ॐ

# ॥ परमकृपालु पूज्यपाद ब्रह्मविद्वरिष्ठ सद्गुरुमहाराज श्रीनाथशर्मानी स्तुतिप्रार्थना ॥

## ॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

योगंस्याभ्युदयं नयन् बुधमनो हर्षं प्रकर्षन्नयन् ।
शिष्यान्वै समुपादिशन् करुणया यो राजते भूतले ॥
योगागाधपथे स्वयं हि निपुणो रक्तः सदा ब्रह्मणि ।
सोऽयं योगिजनेश्वरो विजयते श्रीनाथशर्मा सदा ॥१॥*

* અર્થઃ—યોગનો અભ્યુદય કરતા છતા, વિદ્વાન્‌ના મનના હર્ષને વિશેષ ઉત્કૃષ્ટતાને પમાડતા છતા, તથા દયાથી શિષ્યોને ઉપદેશ કરતા છતા જે પૃથ્વીઉપર વિરાજી રહ્યા છે, વળી જે પોતે યોગરૂપ અગાધમાર્ગને વિષે વિચરવામાં કુશળ છે, અને નિરંતર બ્રહ્મનેવિષે પ્રીતિવાળા છે, તે આ યોગિજનોના ઈશ્વર પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથશર્મા નિરંતર વિજય પામેછે.

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

સર્વે શાસ્ત્રતણો સમન્વય[1] કરી સદ્બોધ વર્ષાવતા,
શિક્ષા સુંદર આપી શિષ્યજનના કર્ણો સુહર્ષાવતા;
બોધી જ્ઞાનવડે જ દૂર કરતા મેલો સદા રે'મથી,
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૧
શુદ્ધિ બુદ્ધિતણી ઘણી જ કરતા વાણીરૂપી વારિથી,
[ તેથી ] ઇંદ્રિ[ ય ]અશ્વતણી લગામ મનને તાબે કરે સારથી;
હંકાવે સઘળા શરીરરથને રાત્રિદિવા[2] ક્ષેમથી,
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૨.
કરતા ગ્રંથ નવીન દીનજનની શંકા સદા ટાળવા,
સ્વામી સેવક ને સુશિષ્યગુરુના ધર્મો જ દર્શાવવા;
આશ્રમ વર્ણતણા જણાવી પથ સૌ મુક્તિ કરે વ્હેમથી,
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૩.
ગુર્જરદેશી વિશેષ ક્લેશ તજીને આનંદને પામતા,
સંભારી નિજ ધર્મકર્મ સઘળા નાસ્તિકતા વામતા;
જેઓ જોય દયાર્દ્ર દૃષ્ટિ કરીને સર્વેભણી પ્રેમથી,
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૪.
રાજા ને વળી રંકને સમ ગણી સન્માર્ગમાં પ્રેરતા,
છોડાવે ભવઅંધકાર અરિથી[3] જે ભ્રાંતિમાં ઘેરતા;
જેના પાદવિષે જ સિદ્ધિ વસી છે આવી કહીં કેમથી,

૧. સર્વશાસ્ત્રોની પ્રવૃત્તિ જીવને પરમપદ પમાડવાને અર્થે જ છે એમ વિચારપૂર્વક બતાવવું તે. ૨. દિવસ.
૩. સંસારરૂપી બંધનને કરનાર કામ, ક્રોધ ને લોભાદિ શત્રુઓથી

એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૫.
ગીતાશાસ્ત્ર પતંજલિ કપિલ ને વેદાંતસૂત્રો વળી,
ઈશાદિ ઉપનિષદો સઉતણી ટીકા લખી જે વળી;
કાઢયાં રત્ન અનંત ખંત કરીને સુશાસ્ત્રઅબ્ધિ[1] મથી,
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૬.
સંધ્યાદિ ષટ્કર્મના શ્રમ લઇ ઉદ્ધાર જેણે કર્યા,
ડૂબ્યાં'તાં અતિ અંધકારજળમાં તે કર્મ હસ્તે ધર્યા;
યોજ્યાં દેશ [અને] કરાલ કાલવચમાં હર્ષે જગજ્જેમથી[2],
એવા શ્રીનથુરામ પૂજ્યગુરુને નિત્યે નમું નેમથી. ૭.
ગ્લાનિ[3] ધર્મતણી થતી નિરખીને તેને પુનઃ સ્થાપવા,
કાઢી મૂલ અધર્મકર્મપથનાં[4] ને મ્લેચ્છ મૂર્છાવવા;
કલ્કીનો અવતાર ધારણ કર્યો આ શું! ઈશે રૂહેમથી,
એવા શ્રીનથુરામ પૂજ્ય ગુરુને નિત્યે નમું નેમથી. ૮.

## દોહરો.

ગુરુગમપથ લઇ વિચરતાં, નહિ થવાય નિરાશ;
તું નરસિંહ પ્રસન્ન થઇ, કર ગુરુચરણે વાસ. ૧.

---

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

શું આ ભારતભૂમિમાંહીં કલિને આવી વસ્યો જાણીને,
ઉચ્છેદી થડમૂલમાંથી કલિને દીપાવવા વાણીને;

---

૧. સત્શાસ્ત્રરૂપી સમુદ્ર.
૨. જેમ કરવાથી જગત્ રંજન થાય તેવી રીતે.
૩. હાનિ–નાશ. ૪. અધર્મનાં કર્મના માર્ગનાં.

લૈને શસ્ત્ર સુધર્મનાં વીર બની પાપો સહુ કાપવા,
આવ્યા શું નથુરામજી જગત્માં સદ્ધર્મને સ્થાપવા. ૧.

## ઉપજાતિ છંદ.

વસિષ્ઠ ને વ્યાસ થયા અગાડી, જેણે બહુ ધર્મનીતિ જગાડી;
પછી થયા શંકરસ્વામી જેવા, દીસો તમે આ યુગમાંહી તેવા. ૧.

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

સાષ્ટાંગે નમીને પ્રણામ કરૂં હું ચરણે સદા રાખશો,
છે વિદિત ગતિ સહુ મુજતણી દોષો ન વિચારશો;
હું અજ્ઞાન અનાથ દીન હરિ ! હે દૃષ્ટિ દયાની કરો,
ત્રાતા શ્રીનથુરામજી કરી કૃપા સંતાપ સર્વ હરો. ૧.

---

## હરિગીતછંદ.

છે પ્યાર જે મુજ ઊપરે તે નિહાળું છું નેણમાં,
અંતઃકરણનો ઉભરો વરતાઇ આવે વેણમાં;
છો નેત્રની ટાઢક તમે મુજ મનતણા વિશ્રામજી,
મનકર્મવચને ગુરુ તમને નમું શ્રીનથુરામજી. ૧.
ગિરારૂપે આવી વસ્યાં જેને મુખે ભાગીરથી,
ઉપદેશની ધારા સુણી છૂટે જનો દોષોથકી;
માટે ગણી હું આપને અડસઠ તીરથ ધામજી,
મનકર્મવચને ગુરુ તમને નમું શ્રીનથુરામજી. ૨.
સંબંધી ને કુટુંબીજનને પોતપોતાના પડી,
અથડાઉં તેની સાથ સંસારાર્ણવે રે ! આ ઘડી;

નહિ કોઇ આવે આપવિના વિકટ વેળા કામજી,
મનકર્મવચને ગુરુ તમને નમું શ્રીનથુરામજી. ૩.
એ જોડો પાણી જીવન વાણી વદે ઉરમાં ધારશો;
છે રૂહેમ તેવી રાખશો, નહિ દાસને વિસારશો;
પામો નિરંતર મુજ અંતર ગુરુપદે વિરામજી,
મનકર્મવચને ગુરુ તમને નમું શ્રીનથુરામજી. ૪.

---

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સાંખ્યાદિ ખટ શાસ્ત્રને હૃદયમાં ધારી પ્રતાપી થયા,
વિદ્યા જ્ઞાન તથા ગુણે કરી સદા ઓપી મહીમાં રહ્યા;
સંધ્યાદિ પટ્કર્મથી દ્વિજતણા કલ્યાણકારી દીસે,
એવા શ્રીનથુરામ સદ્ગુરુ રહે મુક્તસ્થિતિને વિષે. ૧.
જેનાં દર્શનથી અતિ સુખ મળે, પાપો બધાં જે હરે,
યોગાનંદવિષે સદૈવ રહીને આનંદવૃષ્ટિ કરે;
જાણે દેવ કપિલ શાંતિ કરવા આવ્યા મહી આવિષે,
એવા શ્રીનથુરામ સદ્ગુરુ રહે મુક્તસ્થિતિને વિષે. ૨.
કાન્તિ સૂર્યતણી હરી મુખપરે રાખી રહ્યા જે ખરે,
વિદ્યારૂપી અમૂલ્ય રત્નથી કરી સુપ્રભાને[1] જે ધરે;
કામાદિ છ વિકારને તજી કરી શાંત સ્વરૂપે દીસે,
એવા શ્રીનથુરામ સદ્ગુરુ રહે મુક્તસ્થિતિને વિષે. ૩.
જેના શિષ્ય સુસંપથી રહી સદા સદ્ધર્મને પાળતા,
નામીને શિર સદ્ગુરુચરણમાં દુઃખો નથી ભાળતા;

---

૧. સુપ્રકાશ.

જેનું ધ્યાન કર્યાથકી હૃદયમાં સુખાભિવ્યક્તિ[1] દીસે,
એવા શ્રીનથુરામ સદ્‌ગુરુ રહે મુક્તસ્થિતિને વિષે. ૪.
કે'છે કેશવ ગુણઅંત ન મળે મારા ગુરુ 'રામ'ના,
જેની દેશવિદેશ સ્થાન સઘળે વ્યાપી રહી નામના;
દુઃખોને હણનાર શું ? સ્મરઅરિ[2] આવ્યા કલિને વિષે,
એવા શ્રીનથુરામ સદ્‌ગુરુ રહે મુક્તસ્થિતિને વિષે. ૫.

---

# માનસિક સેવના.

## હિંડી.

જય જય ગુરુચરણકમલ જ્યાં જઈ વિરામું;
ક્લેશ[3] કર્મ[4] વળી વિપાક[5] આશયાદિ[6] વામું. જય જય૦ ૧.
ચરણકમલ દર્શનથી દ્રવિતહૃદયી[7] થાઉં;
ધ્યાઉં ગુણ ગાઉં રસસમાધિમાં તણાઉં. જય જય૦ ૨.
સેવના સ્વીકારી લીયો માનસિક મારી;
પાદઅબ્જ[8] મધુર હર્ષઅશ્રુથી પખાળું. જય જય૦ ૩.
અગર તગરના સુગંધી લેપ ચર્ચુ ચારુ;[9]

---

૧. સુખનું ઉપજવું. ૨. કામદેવના શત્રુ—શંકર.

૩. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, ને અભિનિવેશ એ પાંચ જીવને પીડા આપનાર હોવાથી ક્લેશ કહેવાયછે.

૪. ધર્મ ને અધર્મરૂપ કર્મ.

૫. ધર્માધર્મનાં ફલ જે જાતિ, આયુષ્ ને ભોગ તે વિપાક.

૬. વિપાકપ્રમાણે જે વાસના તે આશય.

૭. પ્રેમથી પીગળતા હૃદયવાળો.

૮. ચરણકમલ. ૯. સુંદર.

જાઇજૂઇનાં પરાગભરિત[1] પુષ્પ ધારું. જય જય૦ ૪.
ભૃંગના[2] ગુંજાર ઝાલરો ઝંકારસાથે;
જય જય ગુરુ'ગાન કરી આરતી ઉતારું. જય જય૦ ૫
મૃગમદની[3] ભ્રાંતિ કરે અલિગણો[4] વિશેષે,
એવી પુષ્પઅંજલિ ગૃહી કૃતાર્થ કીજે. જય જય૦ ૬.
મંગલ ગુરુનાથચરણકમલ વંદી વંદી,
જુગલ[5] ગુલું આનંદાબ્ધિના તરંગસંગી.[6] જય જય૦ ૭.

---

# શિવસ્વરૂપે પ્રાર્થના.

## શાર્દૂલવિક્રીડિતછંદ.

દીસે ઓજભરિત[7] ભવ્ય અતિશે શાંતિથકી ઓપતી,
ધ્યાને મગ્ન મહેશમૂર્તિ કહાઁથી સિદ્ધિથીઁ આવી અહા !;
પ્રાણાપાન ઉદાન વ્યાન સમ સૌ રુંધ્યા હૃદાકાશમાં,
સુધાભોગીઁ રવિનું વંચન કરી કરૂતા સુધાલેહને. * ૧.

---

૧. ફુલનાં કેસરને મથાળે રહેલો સુંગંધી ભૂકો. તે પરાગથી ભરેલાં.
૨. ભમરના. ૩. કસ્તૂરી. ૪. ભમરાના સમૂહ.
૫. રચનારનું કલ્પિત નામ. ૬. આનંદના સમુદ્રના તરગના સંગવાળા. ( ચરણકમલનું વિશેષણ છે. )
૭. શરીરમાંની આઠ ધાતુમાંની સૌ કરતાં શ્રેષ્ઠ ધાતુ, તેથી ભરેલી.
* તાળવાના મૂલમાં અમૃતરૂપ ચંદ્ર છે. તેમાંથી અમૃત ઝરેછે, તેનું નાભિમાં રહેલ અગ્નિરૂપ સૂર્ય ભક્ષણ કરેછે. યોગી વિપરીતકરણીમુદ્રાવડે સૂર્યને ઉપર લઇ જાયછે, ને ચંદ્રને નીચે લાવેછે, ને એમ સુધાના ભોગ કરનારા રવિનું વંચન કરી–તેને છેતરીને, પોતે સુધાલેહ કરેછે–અમૃત ચાટેછે–અમૃતનું પાન કરેછે.

સુપ્ત સર્પિણી જાગીને સમ થઇ ચાલી સુષુમ્ણાવિષે, *
પાડી રંધ્ર[1] પ્રવેશ પ્રાણ કરતો બ્રહ્માંડ[2]માં જ્યાં સદા;
શોભે શું! રસમાં વિલીન શિવજી ના નંદીભૃંગી[3] નથી,
હાં જાણ્યું, નથુરામ નામ ગુરુજી સાષ્ટાંગ લ્યો દાસના. ૨.

---

## દોહરા.

સરલ બોધ સુંદર દઈ, મન કરતા નિષ્કામ;
શુભ પથને દર્શાવતા, જય ગુરુ શ્રીનથુરામ ! ૧.
પાપકર્મ કરનાર જે, ઉડાડતા બહુ દામ;
તેને સત્ય બતાવતા, જય ગુરુ શ્રીનથુરામ ! ૨.
અમે વિષય રુચિકર ગણી, કરતા કામ નકામ;
તે રસ્તા મૂકાવીઆ, જય ગુરુ શ્રીનથુરામ ! ૩.
વ્યસનોના વ્યવસાયમાં, નહિ સૂઝતાં કામ;
કુટેવ ટાળી સર્વ તે, જય ગુરુ શ્રીનથુરામ ! ૪.
ધર્મ નીતિ ને ન્યાયથી, મેળવવા ધનધામ;
કૂડકપટ છોડાવીયાં, જય ગુરુ શ્રીનથુરામ ! ૫.
મિથ્યા ગ્રંથ વિચારતાં, મળશે નહિ વિશ્રામ;
ધર્મગ્રંથ ધારી લખ્યા, જય ગુરુ શ્રીનથુરામ ! ૬.

---

* સુતેલી કુંડલિની જાગીને સીધી થઈ અને તે સુષુમ્ણામાં ચાલી. અભ્યાસના બલથી જે યોગી કુંડલિનીને જગાડેછે તેનો અવશ્ય મોક્ષ થાયછે, એમ યોગશાસ્ત્રમાં કહ્યું છે.

૧. છિદ્ર–કાણું. ૨. શરીરના સંબંધમાં માથું.

૩. એ નામના શિવના ગણ.

યથાશક્તિ સંસારીને, ધર્મતણાં શુભ કામ;
બતાવતા પ્રેમે કરી, જય ગુરુ શ્રીનથુરામ ! ૭.
સુખ આપ્યું આ લોકનું, પરનું પણ સુખધામ;
ચતુર્વર્ગ સીધા કરી, જય ગુરુ શ્રીનથુરામ! ૮.
પૂર્વકાળના ધર્મને, આપ્યું આપે માન;
સત્ય તત્ત્વ શોધ્યાં ઘણાં, જય ગુરુ શ્રીનથુરામ ! ૯.
ધન્ય ધન્ય ગુરુ ધન્ય છે, ધન્ય પ્રભુ નિષ્કામ !
સાકારે શિવ આપ છો, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૦.
બાલબ્રહ્મચારી રહી, હણ્યા ક્રોધ મદ કામ;
લોભમોહવશ નવ થયા, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૧.
આઠ અંગ સીધાં કરી, કરીએ કોડ પ્રણામ;
અધમ બાલ ઉદ્ધારશો, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૨.
જોયા સાધુસંતજન, જોગી જતિ તમામ;
અવર ન દીઠા આપસમ, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૩.
માત તાત ને બંધુ સૌ, ગણું આપનું નામ;
ભવબંધન મુજ કાપશો, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૪.
આનંદાત્મજ જ્યેષ્ઠ મણિ, કહે ધરી મન હામ;
સદ્‌ગુરુ પાર ઉતારશો, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૫.
બાલકબોલી બોબડી, ભૂલ ન ધરશો કાન;
સમાજ સૌ મુખથી વદો, જય ગુરુ શ્રીનથુરામ ! ૧૬.

---

## શાલિનીવૃત્ત.

યોગીરાજા આપ છો તારનારા,
પ્રેમીકેરા પ્રેમને પાળનારા;
શિષ્યોકેરાં કષ્ટ નિવારનારા,
વંદુ એવા હે ગુરો ! નાથ ! મારા. ૧.

## અભંગ.

પ્રબલ પ્રતાપ, અકથ્ય અમાપ;
છે ગુરુ આપ, જય મુજ નાથ ! ૧.
તારણુ અમારા, ભવભયહારા;
ચરણુ તમારા, શ્રીગુરુદેવ ! ૨.
આપતણી દૃષ્ટિ અમૃતની વૃષ્ટિ,
નહિ થાય તુષ્ટિ, નયને પીતાં. ૩.
[ આપને ] સદા છે નિવૃત્તિ, કદી ન પ્રવૃત્તિ,
પ્રવૃત્તિની વૃત્તિ, ઉદ્ધારવાની. ૪.
પ્રાચીન ઋષિનાં, વર્તન વાંચું,
જોઇ અહીં રાચું, નજરે નાથ ! ૫.
વિકાર વિકાળ, મહા મોહજાળ;
નિવારો કૃપાળ !, દુઃખી દીન જાણી. ૬.
પામર પશુ હું, કરું શું વખાણ;
હૃદયના ભ્રાણ ! શ્રીગુરુદેવ ! ૭.
ક્ષમા કરી દોષ, કર્યા જે વિશેષ;
આશ્રિતને તારો, જય જય નાથ ! ૮.

## ઇંદ્રવજ્રાછંદ.

વેદાંત ને યોગ પ્રકાશનારા,
અજ્ઞાન અત્યંત મટાડનારા;
નિત્યપ્રતિ દાન સુબોધ દેતા,
દુઃખાબ્ધિ છૂટું ગુરુનામ લેતાં.

## શાર્દૂલવિક્રીડિતછંદ.

વ્યાપ્યું ચેતન વિશ્વમાં સ્થલ સ્થલે દેતું નથી જ્ઞાનને,
નિશ્ચે ના પ્રકટાવતું જડ વળી આત્માતણા ભાનને;
ત્રાતા વિશ્વપતિ નથી જ જગમાં પ્રત્યક્ષ કોઇ સ્થલે,
ને દેવો નથી દીસતા સ્વર્ગપથી આવી વસ્યા ભૂતલે. ૧.
સૂણ્યા શાસ્ત્રવિષે બહુ ઋષિમુનિ તે કાલમાર્ગે વલ્યા,
તારે કેમ ? ભવાર્ણવે ડૂબી જતા આણે ભલે જો દયા;
છે, રે ! તારક સાધુઓ, પણ બીજા મારાપ્રતિ નિઃસ્પૃહી,
ત્રાતા એક જ નાથ સદ્ગુરુ ! તમે. પામ્યો મહદ્ભાગ્યથી. ૨.×

---

× આ સ્તુતિમાં ભક્તે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુપરમાત્માપ્રતિ પોતાનો અનન્યભાવ પ્રકટ કર્યો છે, તે આ રીતેઃ—વ્યાપક ચેતન જ્યાં જોઇએ ત્યાં છે પણ તે હું અજ્ઞને જ્ઞાન આપતું નથી; અને જડ તો જ્ઞાન કયાંથી જ આપે ? વિશ્વપતિ પ્રભુ કયાંઇ પ્રત્યક્ષ જણાતા નથી; દેવો પણ ભૂતલ ઉપર જણાતા નથી કે તે જ્ઞાન આપે; પૂર્વકાલના સમર્થ ઋષિમુનિઓ પણ નથી. અરે ! ત્યારે મારીપેઠે સંસારસમુદ્રમાં ડૂબતા અજ્ઞાનીઓ શેષ રહ્યા તે તો મને શી રીતે તારી શકે ? ન જ તારી શકે. ત્યારે શું કાંઈ તારનારું નથી ? ના, ના, એમ નથીઃ સંસારસમુદ્રથી તારનારા સાધુ પુરુષો છે; અને તે સર્વ સત્પુરુષોમાં હે નાથસદ્ગુરુ ! માત્ર આપ એક જ મારા ત્રાતા છો.

## દશપદી.

રાગઃ—ગૂર્જર 'ગીતગોવિંદ'માંની ૨ ૭ અષ્ટપદીપ્રમાણે.

જય યોગેશ્વર ! સુખકર, શમનિધિ[1] ચિત્તધર એ ! (૨);
ભવજલતારક નાથ ! શ્રીગુરુદેવ હરે ! ૧.
પ્રેમામૃતમય લોચન ! દુઃખવિમોચન[2] એ ! (૨)
રેચન[3] દુર્ગુણદોષ ! શ્રીગુરુદેવ હરે ! ૨.
કામાદિ ખટશત્રુ ને, માનવિનાશન એ ! (૨)
છો કરુણાનિધિનાથ ! શ્રીગુરુદેવ હરે ! ૩.
[4]વચનવિલાસ સુબોધક, સત્ પ્રિય હેતુક એ ! (૨)
અમૃતવૃષ્ટિ અમોઘ, શ્રીગુરુદેવ હરે ! ૪.
સિદ્ધિપતિ સુરમુનિવર !, બહુવિધ દુઃખહર એ ! (૨)
હરસમ ઉત્તમ સિદ્ધ, શ્રીગુરુદેવ હરે ! ૫.
સુષુપ્ત ધર્મોદ્ધારક[5] ! પાપનિવારક એ ! (૨)
[6]વારક પથ વિપરીત, શ્રીગુરુદેવ હરે ! ૬.
ત્રિગ્રંથીગુણભેદક ! ભેદવિભેદક એ ! (૨)
ક્લેશોચ્છેદક નાથ ! શ્રીગુરુદેવ હરે ! ૭.
એકાત્મા સદ્રૂપ, [7]જગન્મૃષારૂપ એ ! (૨)

---

૧. શાંતિનો ભંડાર. ૨. દુઃખથી મુક્ત કરનાર. ૩. દૂર કરનાર.

૪. જેનો વચનવિલાસ '**सत्यं प्रियहितं च यत्**' એ શ્રીગીતાવચનાનુસાર સત્, પ્રિય, સુબોધ કરનાર, અને હિતકારક છે; તથા ભવ્ય અમૃતવૃષ્ટિ કરનારો છે.

૫. સૂતેલા ધર્મનો ઉદ્ધાર કરનારા—સૂતેલા ધર્મને જગાડનારા

૬. વારનાર—અટકાવનાર. ૭. મિથ્યારૂપ.

એ સિદ્ધાંતે સ્થિત, શ્રીગુરુદેવ હરે ! ૮.
હે મુજ પ્રાણાલંબન ! બંધનિકંદન એ ! (૨)
તમ શરણે છું નાથ ! શ્રીગુરુદેવ હરે ! ૯.
જલપર પથ્થરતારક ! સુરસુખકારક એ ! (૨)
માણિક્ય[1] રહેજ તરે જ, શ્રીગુરુદેવ હરે ! ૧૦.

## શાર્દૂલવિક્રીડિતછંદ.

પામ્યો છું ચરણારવિંદ ગુરુનાં તેથી કૃતાર્થ થયો,
પામ્યો દર્શન પુણ્યના સમૂહથી તેથી કૃતાર્થ થયો;
પામ્યો દૃષ્ટિ મધુર સદ્ગુરુતણી તેથી કૃતાર્થ થયો,
પામ્યો પાદતલે સ્થિતિ ગુરુતણા તેથી કૃતાર્થ થયો. ૧.

## વંદના.

રાગ—દેશાખ. પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવા ૪૬ પ્રમાણે.

વંદુ દયાનિધિ રે, તમને વારંવાર,
સ્મરીને નાથજી રે, પામું ભુંડા ભવનો પાર. ૧.
ગ્રહિત છું વ્યાધથી[2] રે, જાલવિષે હું નાથ;
ટળવળતો તમભણી રે, રાખું દૃષ્ટિ જોડી હાથ. ૨.
ડૂબું ભવસિંધુમાં રે, થાકયા મથતાં મારા હાથ;
મળ્યું ત્યાં નાવડું રે, તારણ આપચરણનું નાથ ! ૩.
તપ્તતણા વિશ્રામજી રે, ભીતના ભયકેરા હણનાર;
કરુણાનિધિ નાથજી રે, મારા હૃદયતણા આધાર. ૪.
અતિઅજ્ઞાની મૂઢ છું રે, રાખો શરણે ગુરુમહારાજ;
ભક્તિ આપની આપજો રે, માગું, મારા હે શિરતાજ ! ૫.

૧. કર્તાનું સંક્ષિપ્ત નામ છે. ૨. મહામોહરૂપ અથવા કાલરૂપ પારાધિ.

## સવૈયા એકત્રીશાની ચાલ.[1]

ધન્ય ધન્ય હે સદ્‌ગુરુ ! મારા, વ્યાપક સચરાચર હે ઈશ !
ગુણો તમારા વર્ણવવાની, શક્તિ નથી રે નામું શીષ;
તોપણ શુદ્ધિ મલિન મનની, થવાકાજ ગુણગાન કરું,
દેહધારી પણ બ્રહ્મપદે સ્થિત, આપતણું હું ધ્યાન ધરું. ૧.
સંભારું બહુ પ્રીત ધરીને, ભૂલું નહિ પળ એક પ્રભુ !
શાંતિ પામું જેથકી પૂરી, એવી બુદ્ધિ દ્યો જ વિભુ !
મનુષ્યરૂપે દેખુંછું પણ, નહિ માનવીરૂપ ખરે,
માયાના પટથી અંધાપો સદ્દર્શન નહિ થાય હરે ! ૨.
પાદાબ્જોમાં પૂર્ણ પ્રીતિથી, કરી સાષ્ટાંગો નહિ ધરાઉં,
નમી નમીને પુનઃ નમું હું, તોપણ પળપળ નમતો રહું;
આત્મરૂપ ! હે વિશ્વરૂપ ! નહિ જાણું આપતણી શક્તિ,
કરો કૃપા રે કરુણાનિધિ પ્રભુ ! આપો શ્રદ્ધા ને ભક્તિ. ૩.
માગું નહિ કંઈ બીજું ત્રીજું, મન રાખો નિશ્ચળ મારું,
ડગે નહિ પ્રભુપાદકમળથી એ માગું હરિ ! હું મારું;
માયા છે પ્રભુ ! બહુ મસ્તાની, ખવરાવે ગોથાં ઝાઝાં,
ટકવા દે નહિ ટેક ઘડી રે, સંકલ્પો ઊઠે શા શા ! ! ૪.
નહિ શક્તિ કે પહોંચું એને, બની જાઉંછું અંધો ભીત,
તે વેળા પ્રભુ ! કરુણા કરીને, જાગ્રત્ કરજો મારું ચિત્ત;
બાળ તમારો ગણી સંભાળો, હરિ ! હું પૂરો છું અજ્ઞાન,
હાથ ઝાલીને પાર મૂકો રે, સમજું નહિ આ શું તોફાન. ૫.
આશ્રય પૂરો આપતણો છે, નથી મારે બીજો આધાર,

---

૧. લાવણીના રાગમાં ગવાશે. ભૈરવીની ઢબમાં પણ ચાલશે.

વંદું વંદું દેવગુરુને, કરું ના બીજો મુખ ઉચ્ચાર;
એ વંદનમાં એ જ ધ્યાનમાં, લ્હે લાગે ને લીન બનું,
ભૂલું બાજી ભવની જૂઠી, ભાગ્ય મારું એ પૂર્ણ ગણું. ૬.
દ્યો આશિષ પ્રભુ! દ્યો આશિષ રે, ગણી શિષ્યને બહુ અજ્ઞાન,
દાસ ગણીને રંકઉપરે, કૃપાતણું તો કરજો દાન;
જય! જય! જય! જય! નાથ હરિ! હે, ધર્મધુરંધર! વિજય! વિજય!,
નિશ્ચય નરવર! આપશરણમાં, છે મારો પણ જય જય જય. ૭.

---

## શાર્દૂલવિક્રીડિત.

વિશ્વે જે વિલસી રહ્યા પ્રતિસ્થળે, જે સચ્ચિદાનંદ છે,
જે છે અક્રિય એક ને અજ વળી, જે શુદ્ધ નિર્દ્વંદ્વ[1] છે;
જે અજ્ઞાનઉપાધિથી પર સદા, નિર્ગુણ નિર્લેપ છે,
જે આનંદરસાબ્ધિમાં મુનિજનો, નિર્વૃત્તિથી[2] મગ્ન છે. ૧.

## દોહરો—સાખી.

સગુણરૂપે માયાપતિ, જે સૃષ્ટિ સૃજનાર;
જે પાળે વાળે વળી, સર્વશક્તિ ધરનાર. ૨.

## શાર્દૂલવિક્રીડિત.

કર્મોનાં ફળ આપવા જગપતિ, જે જાગતા છે સદા,
ક્લેશો આદિક[3] ચારથી રહિત જે, જે જ્ઞાનદાતા સદા;
ભક્તોના ભય ટાળવા ધરી દયા, જે ધર્મરક્ષા કરે,
ધારીને અવતારને યુગયુગે, જે ભાર ભૂનો હરે. ૩.

---

૧. રાગદ્વેષને સુખદુ:ખઆદિ દ્વંદ્વથી રહિત. ૨. નિર્વિકલ્પસમાધિવડે.
૩. ક્લેશ, કર્મ, વિપાક ને આશય.

## દોહરો—સાખી.

શરણાગતવત્સલ પ્રભુ, જે છે દીનદયાળ;
ભક્તાધીન ભયહારી[1] જે, જે છે પૂર્ણકૃપાળ. ૪.

## શાર્દૂલવિક્રીડિત.

જે વિશ્વંભરને યજે વિધવિધે[2], શ્રદ્ધાવડે સજ્જનો,
જેનાં અંઘ્રિસરોજને[3] ઉર સ્મરે, એકાગ્ર યોગીજનો;
અંતર્યામિરૂપે રહ્યા હૃદય તે, શ્રીનાથરૂપે સ્મરું,
સાષ્ટાંગે નમી વાર વાર શિર આ, તત્પાદપદ્મે ધરું. ૫.

## દોહરો—સાખી.

મન જેનું પરબ્રહ્મનું, ચિંતન કરે સદાય;
કાં જનહિતચિંતન કરી, યોજે શુદ્ધ ઉપાય. ૬.

## સવૈયા એકત્રીશા.

સત્પ્રિય હિતરૂપ વાણી જેની, આતમસ્વરૂપનું દેવા જ્ઞાન,
દિનચર્યા જેની કર્તવ્યે, છે જનમનને દેવા ભાન;
યોગીશ્વર જે નિજાનંદમાં, મગ્ન રહેછે આઠે જામ,
જગદ્વંદ્ય તે સદ્ગુરુકેરાં, ચરણો વંદું સુખનાં ધામ. ૭.
હે શંભુરૂપ ! પૂર્ણકામ! હે, જીવન્મુક્ત ! દયાનિધિ નાથ !
છલબલ સૌ માયાનાં જાણી, રાખોછો તેને નિજ હાથ;
સુધાભરિત[4] નિજ કૃપાકટાક્ષે, આનંદ દ્યોછો અપરંપાર,

---

૧. ભય હરનારા.

૨. પોતાના મત-પંથ-સંપ્રદાયાનુસાર અથવા કુલ પરંપરાથી ચાલતા રીવાજપ્રમાણે જુદેજુદે પ્રકારે.

૩. ચરણકમલને ૪. અમૃતથી ભરેલાં.

એવા આપશ્રીનાં પદકમલો, સ્નેહે વંદું વારંવાર. ૮.
પૂજ્યપાદ! હે નિજને માટે, આપશ્રીને નથી કંઇ કર્તવ્ય,
[કેમકે] શાંત સમાધિથી ઉર ઉપજે, બ્રહ્માનંદ અતિશય ભવ્ય;
[ત્યારે] નિશ્ચય છે આચાર્યરૂપે આ, પ્રવૃત્તિ ધરી તે અમકાજ,
જય નરવર! જય મુનિવર! સુરવર!, જય દાતા! જય યોગીરાજ! ૯.

## દોહરો—સાખી.

**यदा यदेति**[1] શ્લોકને, સિદ્ધ કર્યો મુજ નાથ!
જન્મ ધરી આ વિશ્વમાં, કીધા દીન સનાથ. ૧૦.

## હરિગીતછંદ.

હે શાસ્ત્રરૂપ! અચ્યુતપ્રભુ!, હે સિદ્ધવર! ગુરુદેવ! હે,
વેદાંત ક્યાં? ને યોગ ક્યાં? ક્યાં? મૂઢ મૂર્ખ જ હું અરે!;
થઇ નરકવાસી કીટને, શુભ [2]કુંદપુષ્પવિષે રતિ,
પરિવર્ત[3] શો? પણ નાથપાદ,–પ્રભાવની એ છે ગતિ. ૧૧.
શંકાકુતર્કપ્રમાદરૂપી, સર્પથી દંશિત દુખી,
બહુ દીનજનને જ્ઞાનપાન, કરાવીને કીધા સુખી;
જેના શરણને પામતાં, અંતઃકરણ મારું ઠર્યું,
હે નાથ! એવા આપશ્રીનાં, ચરણમાં શિર આ ધરું. ૧૨.

---

**१ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्॥**

ભગવદ્ગીતા, અ૦ ૪, શ્લોક ૭.

**અર્થ**:–**શ્રીભ**ગવાન કહેછે, હે **ભારત–અર્જુન**! નિશ્ચય, જ્યારે જ્યારે ધર્મની હાનિ થાયછે, ને અધર્મની વૃદ્ધિ થાયછે, ત્યારે ત્યારે હું શરીરને ઉપજાવુંછું–અવતાર ધારણ કરુંછું.

૨. ડોલરનું ફૂલ. ૩. ફેરફાર.

## મનહરછંદ.

શ્રીપતંજલિસમાન, યોગને ઉદ્ધારનાર,
આપને હજારવાર, વંદન પ્રણયથી[1];
પીડા વિચારી અમારી, કૃપાવૃત્તિ ધારી ભારી,
યોગવારિથી ઉગારી, લ્યો છો તાપત્રયથી;
ગૃહીને[2] સુયોગ આવો, યોગબોધતણો ક્યાંથી ?
ઉગરવા કલિકાળે, કાળકેરા ભયથી;
નાથ! અહોભાગી હું તો, પાદપદ્મ પ્રાપ્ત થયાં,
નમસ્કાર વારવાર, કરુંછું વિનયથી. ૧૩.

## દોહરો—સાખી.

જન બહુને જાગ્રત કરી, કીધા ધર્મપથિક;
ઉભયલોક સુખ પામવા, વર્તે તે શુભ રીત. ૧૪.

## હરિગીતછંદ.

ગુર્જરગિરામાં ગ્રંથ ગૂંથી, કર્મભક્તિજ્ઞાનના,
સંસ્કૃતથકી અજ્ઞાતને, સાધન દીધાં શુભકામનાં;
સંધ્યાદિ ષટ્કર્મોતણો, ઉદ્ધાર આ કાળે કર્યો,
અતિ મધુર બોધે શિષ્યજનનો, દાહ ચિત્તથકી હર્યો. ૧૫
ઉપનિષદ્ ને ઉત્તરમીમાંસા, યોગની સ્ફુટતા કરી,
શ્રીસાંખ્ય ને ગીતાતણી, ટીકા કરી કરુણા ધરી;
ઉપદેશગ્રંથાવળીથકી જે, બોધ દે પ્રીતિવડે,
તે સદ્ગુરુનાં પાદપદ્મે, દાસ આ પ્રેમે પડે. ૧૬.
સત્શાસ્ત્રના અજ્ઞાનથી ને, અજ્ઞજનકૃત ભ્રમથકી,
ગણતા બહુ દ્વિજ શૂદ્ર પોતાને ધરી મિથ્યામતિ;

---

૧ સ્નેહથી. ૨ ગૃહસ્થને.

ખોવાયલું દ્વિજત્વ પામી, તે સુખી જેનાવડે,
તે સદ્‌ગુરુનાં પાદપદ્મે, દાસ આ પ્રેમે પડે. ૧૭.

**મનહર.**

ધર્મકર્મ છિન્ન ભિન્ન, થયેલાં ઉદ્ધાર પામ્યાં,
વર્ણાશ્રમોઓ જે પાળી, બચે ત્રણ તાપથી;
બીજભાવને પામેલો, યોગ નવપલ્લવિત,
સુફલિત થયો જેના, ચરણપ્રતાપથી;
વેદાંતવિચાર જેના, કરુણ સુસ્પષ્ટ બોધે,
વિજ્ઞાનજનક થયો, કરી શુદ્ધ પાપથી;
એવા આપશ્રીનાં પાદપદ્મે નમું વારવાર,
મુક્તિદાતા ભવતણી, પીડાઓ અપારથી. ૧૮.
હે વિતૃષ્ણ! જિતેંદ્રિય! ભવબંધમોચક[1]! હે,
મુમુક્ષુહંસોના માનસર! પાય લાગુંછું;
આપ દીનનાથતણું શરણ સુખદ પામી,
ધન્ય મારો જન્મ અને ધન્ય ભાગ્ય માનુંછું;
મહામોહગ્રાહથી[2] મૂકાવનાર સદ્‌ગુરુનાં,
પાદપદ્મ પામી મન અતિ અનુરાગુંછું;
હવે પરમાનંદ[3]સુધાભરિત આપશ્રીનાં,
કૃપાકટાક્ષની વિના શેની ઇચ્છા રાખું હું? ૧૯.
યોગ ને વેદાંતકેરી વાતમાં કુશળ એવા,
તત્ત્વથી અજ્ઞાત ઘણા વિશ્વે વિદ્યમાન છે;
પણ હસ્તામલકવત્[4] જાણીને જણાવનાર,

---

૧ સંસારરૂપબંધનથી મૂકાવનાર. ૨ મહામોહરૂપી ઝુડથી. ૩ પરમાનંદરૂપ. ૪ હાથમાં રાખેલા આમળા અથવા જળની પેઠે.

દુર્લભ જિજ્ઞાસુત્રાતા નાથની સમાન છે;
સ્વતંત્રસ્વરૂપે સ્થિત છતાં જનકલ્યાણાર્થ,
વૈદિકનિયમપરાયણ સુધીમાન[1] છે;
મંદહાસ્યરૂપી ચંદ્રકિરણ શીતળવડે,
શિષ્યતાપહારી હરિ જ્ઞાનદાનવાન છે. ૨૦.

## શાર્દૂલવિક્રીડિત.

જેના દિવ્ય અપાર ગુણ કવિઓ ગાવા નહિ શક્ત છે,
શેષે ધારી સહસ્ર જીભ તદપિ ગાવા નહિ શક્ત એ;
જેનો સન્મહિમા વદી વદી મુખે થાક્યાં સ્વયં ભારતી,[2]
**નેતિ નેતિ**[3] પુકારીને શ્રુતિ કહે ત્યાં બાળની શી ગતિ? ૨૧.
કાલી વાણીવડે હરિ! કથન જે હે નાથ! આજે કર્યું,
દોષોને નહિ લેખી સ્વીકૃત કરો, માથું પદાબ્જે ધરું;
સાચા તાત! દયાળ! હે તમકને યાચું કૃપાનાથ! હે,
શક્તિહીન અબુદ્ધને પરતીરે[4] મૂકો ગ્રહી હાથ રે! ૨૨.

---

## શાર્દૂલવિક્રીડિત.

આનંદી પરમાર્થી સત્ત્વગુણી ને યોગી મહાત્મામણિ,
જેને ભક્તજનોપરે દીલવિષે વ્યાપી દયા છે ઘણી;
બોધે તત્ત્વ ગભીર મર્મ જણવી ચાલે સદા નેમથી,
એવા શ્રીનથુરામ ઇષ્ટચરણે નિત્યે નમું પ્રેમથી. ૧.

---

૧ સુબુદ્ધિવાળા. ૨ સરસ્વતી. ૩ એ સ્વરૂપ નહિ, એ સ્વરૂપ નહિ, એમ. ૪ સંસારસાગરના મોક્ષરૂપ સામો કિનારો.

## રાગ મલ્હાડ.

ગુરુદેવ! મારા નાથજી! રે! હું વિનંતિ કરું. ટેક.
આવ્યો છે આ કલિયુગ કાળો, કરતો કાળાં કામ;
ષડ્રિપુને સ્હાય કરીને, ભૂલાવેછે ભાન. રે! હું વિનતિ૦ ૧.
અનેક જન્મથી ભમી ભમી હું, થાક્યો છું ગુરુદેવ!;
માર્ગ કાંઈ સૂઝ્યો નહિ તેથી, શરણે થઇ કરું સેવ. રે! હું વિનતિ૦ ૨.
વિષયરૂપી વિષની જ્વાલા, બાળેછે મારી કાય;
ગર્વરૂપી દાહતણી નહિ, પીડા મુજથી ખમાય. રે! હું વિનતિ૦ ૩.
કામ ક્રોધ ને ચિંતાદિથી, ભરિયો છે આ દેહ;
આશિષ જો તેને મળે તો, સુખીઓ થાશે તેહ. રે! હું વિનતિ૦ ૪.
કલિયુગયોગે ધર્માને સ્થાને, પૂજાયેછે પાખંડ;
સત્યાસત્ય ન જાણવાથી, મારી મતિ શતખંડ[1]. રે! હું વિનતિ૦ ૫.
પણ પ્રભુએ કૃપા કરી તેથી, મળ્યા તમે ગુરુદેવ!
ધર્માધર્મનો ભેદ બતાવો, લાવી દયા તતખેવ. રે! હું વિનતિ૦ ૬.
પૂજ્ય પિતા શ્રીસદ્ગુરુ! મારા, ઝાલો મારો હાથ;
હેતથી આશિષ દઇ મારાં, કિલ્વિષ[2] કાપો નાથ! રે! હું વિનતિ૦ ૭.
ગંભીરતામાં સાગરજેવા, શાંતિમાં જેવા ચંદ;
બ્રહ્મજ્ઞાનમાં પૂર્ણ છો તેનો, આપો મને આનંદ. રે! હું વિનતિ૦ ૮.
કોઇને ગુરુ કબીર વલ્લભ, કોઇને ગોરખ નામ;
કરુણાશંકરને મન સાચા, સદ્ગુરુ છો નથુરામ! રે! હું વિનતિ૦ ૯.

---

૧ સો વિભાગવાળી–આ સાચું હશે કે આ સાચું હશે એવા સંશયવાળી. ૨ પાપ.

## પદ, રાગ હોરી.

દાસનાં વિઘ્ન નિવારો, ગુરુજી! દાસનાં વિઘ્ન નિવારો;
અગાધ આ દુઃખોથી ભરેલા, ભવસાગરથી તારો. ગુરુજી૦ ૧.
બાળક બહુ અજ્ઞાની તેને, શુભાશુભનો નવ ટાળો;
માતપિતા સુરસ્તે ચડાવે, તો થાય તે ગુણવાળો. ગુરુજી૦ ૨.
તેમ જ હું અજ્ઞાની બાળક, પાપને પંથે જનારો;
કૃપાવડે ગુરુ વિઘ્ન વિદારો, [ મેં તો ] પાલવ પકડ્યો તમારો. ગુરુજી૦ ૩.
સંતતણો મહિમા છે એવો, પાપવિદારણહારો;
શાસ્ત્રો સઘળાં શાખ પૂરે છે, શિષ્ટોના[1] સુવિચારો. ગુરુજી૦ ૪.
એ મહિમાને ચિત્ત ધરતાં, સૂઝે કદી કુવિચારો;
તજ્જન્ય[2] પાપ ન નિવૃત્ત કરશો, તો ક્યાં મારો આરો? ગુરુજી૦ ૫.
નામતણો ગુરુ! મહિમા મોટો, આપનું બિરદ[3] સંભારો;
કરુણાશંકરને લ્યો તારી, શરણે છું દાસ તમારો. ગુરુજી૦ ૬.

## ગરબી.

સ્વસ્તિ શ્રી શુદ્ધ આશ્રમે ઓપતા, સારા શિષ્યમંડળની માંય; નમું શ્રી-
નથુરામજી.
નિત્ય તત્ત્વવેત્તા ગુરુ ન્યાળતા, કરુણામય દૃષ્ટિથી જ્યાંય; નમું૦
ગુરુ! મેળવવા શુભ જ્ઞાનને, થઇ ગર્વરહિત શિષ્ય સાર; નમું૦
કરું યત્ન હું પૂરા પ્રેમથી, રાખી તમપર એક આધાર; નમું૦
વિનતિ વળી વ્હાલા! હું કરું, ધરું ધ્યાન ચરણનું સાર; નમું૦
ધન્ય શિષ્ય સેવે તેને પ્યારું, સ્નેહે સાચવે વેણ વિચાર; નમું૦

૧ પ્રતિષ્ઠિત પુરુષોના. ૨ તેથી ઉપજેલું. ૩ નિયમ.

હું તો દુર્બળ દાસ દુઃખી બહુ, માયામાંહી પડયો મહારાજ; નમું૦
હાથ ઝાલી ઉદ્ધારો હવે હરિ, મુજ અજ્ઞાની રાખો લાજ; નમું૦
પીડે પૂર પ્રપંચના પાંપળાં, કાયામાયાના કારજરૂપ; નમું૦
નથી શાંત ઇંદ્રિય મન દાસનાં, ભાગો ભ્રાંતિ ભલા સંતભૂપ; નમું૦
જગપતિ! જય જય જય થજો, થાઓ મારો પણ જય સાથ; નમું૦
હરિ! આપચરણભજનથકાં, કહે કુંવરજી નમી નાથ! નમું૦

## આરતી.

જે આદ્યા શક્તિ મા જે આદ્યા શક્તિ. એ રાગ.

જય સદ્ગુરુ સ્વામી, જય સદ્ગુરુ સ્વામી (૨);
પરમ પુનિત પરબ્રહ્મ જ, નરવર નિષ્કામી. જય દેવ! ગુરુદેવ! ૧.
દયાસિંધુ દીનબંધુ, દાસતણા બેલી (૨);
બાનાની પત રાખી, વાર કરો વ્હેલી. જય દેવ! ગુરુદેવ! ૨.
ભમી ભમી ભવમાંહીં, પાર નહિ પામ્યો (૨);
પ્રચંડ પાપકમળમાં, ભ્રમર થઇ જામ્યો. જય દેવ! ગુરુદેવ! ૩.
માતપિતા મુજ મિત્ર, ભગવત ને ભ્રાતા (૨);
સર્વે સદ્ગુરુ સ્વામી, કરજો સુખશાતા. જય દેવ! ગુરુદેવ! ૪.
સંવત ઓગણીં ત્રેપન, અષાડ ઉર આણો (૨);
શુદ પૂનમ દિન ઉત્તમ, ગુરુપૂજન જાણો. જય દેવ! ગુરુદેવ! ૫.
નૈષ્ઠિક બ્રહ્મઋષિની આરતી, પ્રેમસહિત ગાતાં (૨);
શિવરામ નિજરૂપે, વાર નથી થાતાં. જય દેવ! ગુરુદેવ! ૬.

## ધોળ.

મારી વિનતિ વિશ્વંભરનાથ, ધરજો ધ્યાને રે. એ રાગ.

મારી વિનતિ ગરીબનવાજ, ગુરુ! હ્રદે ધરજો રે;
પરબ્રહ્મ પરમદયાળ, દયા દીલ કરજો રે. ટેક.

ભમી ભમી આ સંસાર, લક્ષ ચોરાશી રે;
પામ્યો ચરણની સેવા સાર, કોટી ગંગ કાશી રે. મારી૦ ૧.
મારે નિર્ધનને ગુરુ ધન, એ મોટું નાણું રે;
ખૂટે નહિ ખર્ચતાં એહ, મન એમ જાણું રે. મારી૦ ૨.
નહિ કામ ક્રોધ ને લોભ, વિરોધ ને માયા રે;
જીતી જીતાવે જેહ સંસાર, પારસમણિ કાયા રે. મારી૦ ૩.
એવાં જાણીને માહાત્મ્ય અનંત, સેવ્યા શિવરામે રે;
ધર્મ અર્થ કામ ને મોક્ષ, દીધાં નથુરામે રે. મારી૦ ૪.

## ખ્યાલ.

દેખી મહારાજ આજ, પરમ હિતકારી;
પરમ હિતકારી રે, ગુરુદેવપર વારી. ટેક.
મધુરી વાણી આનંદ આપે, બોલતાં બલિહારી;
હાસ્યરહિત શાંત અને, જ્ઞાનદાનવાળી. દેખી૦ ૧.
ગુણમૂલ પારસમણિનું, શું કહે કોઇ ધારી;
રુદ્રરૂપે વણખાંડેથી, વશ કર્યા ભૂપ ભારી. દેખી૦ ૨.
નર નમાવ્યા સુરાસુર, અકળ ગતિ ન્યારી;
બુદ્ધીઓથે કણ ન જાણું, માયાઓથે મુરારિ. દેખી૦ ૩.
રાખું હૃદયમાં છબી સુંદર, કલ્પદ્રુમ પ્યારી;
મનડું હર્યું મોરલીએ જ્યમ, વ્યાકુલ ગોપનારી. દેખી૦ ૪.
સ્વાર્થીને પરમાર્થી મળ્યા, પૂર્ણ બ્રહ્મચારી;
મિષ્ટ ઇષ્ટ સદ્‌ગુરુપર, શિવરામ વારી. દેખી૦ ૫.

## અષ્ટપદી.

રાગઃ—ગૂર્જર, 'ગીતગોવિંદ'માંની બીજી અષ્ટપદીપ્રમાણે.

સકળ સમાજ સુધારક ! ભવતારક એ ! (૨);
વિઘ્નવિદારક નાથ ! જય ગુરુદેવ હરે !. ૧.
દિનમણિ[૧] જ્ઞાનપ્રકાશક ! મોહવિનાશક એ ! (૨);
શાસક[૨] ! શિષ્ય સુશીલ, જય ગુરુદેવ હરે ! ૨.
ષડ્વિધ કર્મ સુદર્શિત ! વદન સુહર્ષિત એ ! (૨);
વર્ષિત વચન સુબોધ, જય ગુરુદેવ હરે !. ૩.
સદ્‍ગુણશાંતિસુધાકર[૩] ! યોગપ્રભાકર એ ! (૨);
આકર મુક્તિ અમાપ, જય ગુરુદેવ હરે ! ૪.
હૃદયકમલમલદાહક, દોષવિદારક એ ! (૨);
દાતા નિર્મલજ્ઞાન, જય ગુરુદેવ હરે !. ૫.
વેદવિહિત પથબોધક ! તત્ત્વસુશોધક એ ! (૨);
રોધક સકલ સમીર[૪], જય ગુરુદેવ હરે ! ૬.
ગંભીરતાગુણસાગર ! નટવર નાગર એ ! (૨);
જાગર બ્રહ્મવિચાર, જય ગુરુદેવ હરે !. ૭.
ગુરુપદપંકજવંદન, ચર્ચિતચંદન એ ! (૨);
કંદન કષ્ટ નૃસિંહ, જય ગુરુદેવ હરે !. ૮.

## દોહરો.

**ન**ર સંભાળી વર્તજો, **થુ**વરસમી જગપ્રીત;
**રા**ગદ્વેષ ક્ષણમાં કરે, **મ**નગતિ અતિ વિપરીત. ૧.

૧ સૂર્ય. ૨ શાસન કરનાર–અશુભમાર્ગથી રોકનાર–શિક્ષા આપનાર.
૩ ચંદ્ર. ૪ વાયુ.

## પદ.

નજર સદ્‌ગુરુસમ કોઇ તો ન આવે,
ઉનપૂજન તનમનબચ્યન ફૂલાવે; નજર૦ ૧.
માત તાત ભ્રાત સાત ધાત[1] પાવે,
[ કિંતુ ] જનમ જનમ સદ્‌ગુરુ ન હાથ આવે; નજર૦ ૨.
ખોલ જ્ઞાનકોશ રોપકોં સમાવે,
રાગદ્વેષ દોષ દૂરહિ નસાવે; નજર૦ ૩.
કોન સદ્‌ગુરુબિન સંશયો મિટાવે,
ગુરુજ્ઞાનબિના મૂઢતા ન જાવે; નજર૦ ૪.
ગુરુગોવિંદમેં અધિક ગુરુ કહાવે,
રાહ ગોવિંદઘરકી ગુરુ બતાવે; નજર૦ ૫.
જહાજરૂપ તરી અન્યકોં તરાવે,
આપ ઇશરૂપ ધારીકે ધરાવે; નજર૦ ૬.
જવાન મનોમયત્ર ત્તકી બૂઝાવે;
અગમનિગમમાર્ગ, જ્ઞાનસેં સૂઝાવે; નજર૦ ૭.
જન્મવ્યાધિજરામૃત્યુસેં બચાવે,
ત્રિતાપધારી સારી સૃષ્ટિકોં નસાવે[2]; નજર૦ ૮.
શાંત દાંત કરી ભ્રાંતિહીનહિ ઠરાવે,
અજર અમર કરી અહિનકોં[3] નસાવે; નજર૦ ૯.
દયાવાન જ્ઞાનવાન ગુરુ પાવે,

---

૧. સુવર્ણ માદિક સાત ધાતુ.
૨ સૃષ્ટિના સર્વ પદાર્થોની વાસનામાંથી મનને મુક્ત કરે.
૩. કામક્રોધાદિક શત્રુઓ.

ઉનસમાન ભાગ્યવાન ના સુહાવે; નજર૦ ૧૦.
દયાસિંધુ યુક્તિ મુક્તિકી બતાવે,
પરમધામ પાય ફેર કષ્ટ નાવે; નજર૦ ૧૧.

---

## કવિત.

મહારાજ શ્રીનથુરામ, નામ હે પ્રસિદ્ધ તાકો,
જગ સબ જાને માને, રાજા ઔર રાની હે;
સાધુસંત માને જાને, દેશ ઔ બિદેશનમેં,
કસ્તૂરી સુબાસન્યાંય, સુબાસ ફેલાની હે;
આવે જો સુશિષ્યજન, ગુણ સો અનંત ગાવે,
પાવે નિત્ય દર્શસુખ, સુખી સોઇ પ્રાની હે;
કહત બાલકદાસ, મૈં ઉપમા કહા કહું,
ઇહા રિદ્ધિ સિદ્ધિ સબ, આયકે ઠેરાની હે.

## સવૈયા.

દર્શ બિન ચેન નહિ ચિત્તમેં, અબહિ જન[1] જાની ગ્રહો કરસેં,
કરસેં જુગ જોરા કહું ઇતનો, મનમીન સનેહસુધા તરસેં;
તરસેં જીયરા[2] દિનરાતહુમેં, હિયરા[3] શિયરા[4] જબલોં પરસેં,
પરસેં સુખ હોત રહ્યુ અબહિ, નથુરામ સદા દિલમેં દર્શે. ૧.
પાયો હે દર્શ કૃપાકરકો, કરકો શિરપર્શ આનંદ બઢાયો,
બઢાયો હે મોદ ઘનો મનમેં, મનમેં તનમેં ત્રયતાપ નસાયો:
નસાયો હે ક્રોધ રુ દ્વંદ્વ ગયો, ગયો મોહ તબેં ઉર જ્ઞાન છવાયો,
છવાયો સુજશ નથુરામકો સુંદર, સુંદર દેખી રહ્યુ સુખ પાયો. ૨.

---

૧ દાસ. ૨ જીવ. ૩ હૈયું-હ્રદય. ૪ શિતળ-ટાઢું.

અબ દર્શ ભયો હે કૃપાનિધિકો, ઉર આનંદ મોદકો પૂર ચલ્યો હે,
યહ અમૃતનેનકો લાભ ભયો, સો સુખ મિલ્યો સુરવૃક્ષ ફલ્યો હે;
ભવસાગરપારકી આશ ભઇ, ચિતચંચલ પ્રેમકે બીચ ગલ્યો હે,
પદપંકજ શ્રીનથુરામજીકે, બડભાગી રઘુ જબ આઇ મિલ્યો હે. ૩.

## દોહા.

સ્વામી શ્રીનથુરામપદ, બંદું વારહિં વાર;
શિરધરકેં કરદ્વયસહિત, પાઉં ભવજલપાર. ૧.

## કવિત.

બેદધર્મપાલક યોં ચાલક[1] સુગ્રંથનકે,
કામક્રોધ લોભ મદમોહહુંકો જારે હેં;
મમતા ઔર અહંતા મનહુસોં છોડ દીની,
કુતૃષ્ણાકોં તોર ફોર મૂલસે ઉખારે હેં;
શિલ રૂ સંતોષકોશ અંગ ભરપૂર રહે,
અમૃતસેં બેન એન મુખસેં ઉચારે હેં;
કહે રઘુરાય સબૈ લોગ બોધસુખ પાય,
એસેં નથુરામગુરુ પ્રાનહુતેં પ્યારે હેં. ૧.

---

## શાર્દૂલવિક્રીડિતછંદ.

પ્રીતિ મારી હજો હરિ! તમતણા, પાદારવિંદે ખરી,
વૃત્તિ પાછી ફરી બુરા વિષયથી રૂહેજો સ્વરૂપે ઠરી;
કામાદિ ખટ શત્રુ જે મુજતણા, તે આપ સંહારજો,
યાચું નાથ! કૃપાનિધિ કરગરી, આ ગ્રાહથી તારજો. ૧.

૧. લખનાર.

રાગ મહાદેવજીના વિવાહની ઢબનો. વિવા તે વિગતે
વરણવું માતાજી કરોને મયાય—એ ઢાળ.

નમીએ નમીએ સદા, નમીએ શ્રીમન્નથુરામ !;
ચરણરજ શિર ધારવા, ધન્ય પ્રભો ! નિષ્કામ !—ટેક.
ત્રિદેવ તો ઉપાધિમાં, માયાજીત છો ભગવાન્;
ત્રિગુણથી પર આપ છો, ભદ્રામુદ્રા કરાવે ભાન. નમીએ૦ ૧.
વેદ ભેદ જાણે નહિ, નહિ પહોંચે વાણી તે ઠામ;
જ્ઞાનમૂરતિ અમે નિરખતાં, પામ્યા ઉરે વિશ્રામ. નમીએ૦ ૨.
પરમદયાળુ આપ છો, સુણો અર્જ અમારી કાન;
પૂર્ણ ભરોંસે માગીએ, આપો આપસ્વરૂપનું ધ્યાન. નમીએ૦ ૩.
દર્શનથકી અઘ દૂર ખસે, ત્રણતાપથી તન ઉપરામ;
ભક્તિ ભલી પ્રભુ આપજો, અંતરતણા અભિરામ. નમીએ૦ ૪.
શ્રદ્ધા ધરી જે શરણ લે, લે બોધ ધરી મન હામ;
પાવન થાયે પાપથી તે, કથે અનુભવથી અંબારામ. નમીએ૦ ૫.
ધન્ય ધરા ધન્ય ધામ ને, ધન્ય સેવે જે સંત સુખધામ;
ગાંધી[1] તેં તક સાધી ખરી, ધન્ય ધન્ય રાજકોટગામ. નમીએ૦ ૬.
અર્થ સમર્થ સેવ્યે સરે, થાય મનવાંછિત શુભકામ;
સમાજ સૌ મુખથી વદો, જય જય શ્રીમન્નથુરામ. નમીએ૦ ૭.

૧ એક ગૃહસ્થનું ઉપનામ

દેશી—પુનમ ચાંદની પુરી ખીલી ખરી રે—એ રાગ.

વારંવાર હોજો નમસ્કાર નવનવા રે,
હોજો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ;
વારંવાર હોજો નમસ્કાર નવનવા રે.— ટેક.

નાથ ! અનાથપ્રભુ તમે, શરણાગત પ્રતિપાળ;
સ્નેહ ધરી શરણે ગ્રહો, જાણી નિર્બળ બાળ;
છો આપ બાપ વ્હાલા ઇષ્ટ આપ છો રે;
તેમ પ્રિયતમ વસ્તુ અમની આપ. વારંવાર૦ ૧.

સત્ ચિત્ આનંદ સદ્ગુરુ, પૂરણ પરમાનંદ;
અખંડ અહોનિશ એક છો, તેમ જ નિત્યાનંદ;
ગુરૂ આનંદ આનંદ પૂરણ બ્રહ્મ છો રે;
કેવળ શુદ્ધચૈતન્યસ્વરૂપ. વારંવાર૦ ૨.

અવિનાશી જીવન્મુક્ત છો, અવિકારી અજન્મ;
ભક્તવત્સળ સદ્ગુરુ તમો, ધન્ય ! કૃપાનિધિ ! ધન્ય !
બ્રહ્મનિષ્ઠ આપ પ્રભુ પવિત્ર છો રે;
નિત્ય મહિમા અપાર પરમાનંદ. વારંવાર૦ ૩.

શુદ્ધસ્વરૂપ ગુરુદેવને, સહસ્રવાર પ્રણામ;
શિષ્યવર્ગના સ્નેહથી, સ્વીકારજો હે રામ;
ખરા ભવાબ્ધિમાં તારણ તમામના રે;
દયાનિધિ વિશ્વવ્યાપી સાચા દેવ. વારંવાર૦ ૪.

ચરણધુલિકામાં સદા, રમણ અમારું થાય;
એહ માગીએ તમકને, કિલ્વિષ સઘળાં જાય;

ઇંદ્રિયોને વશ પ્રમાદી, નિર્બળ અમે રે;
સાચો ભવાટવી મટવાનો આપ આધાર. વારંવાર૦ ૫.
બાનાની પત રાખવાવાળા સાચા આપ;
આશા પ્રત્યક્ષ પૂરજો, ટાળો ત્રિવિધિતાપ;
જોશો નહિ અપરાધસામું નાથજી રે;
ભર્યા દુર્ગુણો અમાપ અમમોઝાર. વારંવાર૦ ૬.
હે અંતર્યામી પ્રભુ, શિશુ તમારાં સર્વ;
દીન અને અજ્ઞાત પણ, તમથી ધારે ગર્વ;
કારણ સમર્થ આંતરશત્રુ મારવા રે;
આપ કૃપારૂપ સાધન અમની પાસ. વારંવાર૦ ૭.
ઇંદ્રિય અંતઃકરણના, અયોગ્યવેગો જેહ;
અનિષ્ટ કરનારા બહુ, નિવારજો હરિ તેહ;
અહંતા, મમતા, કામ, ક્રોધ, લોભાદિથી રે;
કરી રક્ષણ આપો સ્વરૂપ જ્ઞાન. વારંવાર. ૮.
વ્હાલામાં વ્હાલી પ્રભુ, પ્રિયતમ વસ્તુ આપ;
દુનિયાદોલતમાં કહીં, જોયો નથી પ્રતાપ;
એક પ્રતાપી પ્રતાપી પ્રભુ આપ છો રે;
આપો ચરણકમલરજપ્રસાદ. વારંવાર. ૯.

---

## મંદાક્રાંતાછંદ.

કાળી કાળી શમશમ રવે[1] કાળરાત્રિ વહે રે,
કાળું કાળું તિમિર પસરે સર્વઠામે અરેરે;

---

૧ શબ્દ.

ઝંઝાવાયુ ભીષણરવથી[1] વ્યોમમાં સૂસવેછે,
તોડી ફોડી જલદપટલો[2] સર્વને ધ્રૂજવેછે. ૧.

ધ્રૂજું આંહીં ભવઉદધિમાં ડૂબતો હું અરેરે,
સર્વે ઠામે દુઃખજલ ભર્યું ક્યાં જવું હા હવે રે;
દૃષ્ટિ મ્હારી ઘનતિમિરથી[3] હાલ ઘેરાય હાવાં,
ઉન્હાં અશ્રુ ઝરી ઝરી અરે ગાલ ભીંજાય હાવાં. ૨.

ઘૂઘૂ ઘૂઘૂ ગરજી ગરજી ઉદધિ ઉછળેછે,
ત્હેના નાદે હૃદય મુજનું હાય ! ફાટી પડેછે;
મ્હારાં જેવાં અરર ડુબતાં પામરો ત્યાં ઘણાંએ,
ખાતાં જાતાં ગળક ગળકાં ને રડે ધ્રૂસકે રે. ૩.

હા ! કોઈને જલભમરી જે નારરૂપી અરે તે,
અબ્ધિમાંહે ચકરચકરે ફેરવેછે અહીને,
હા ! કોઈને ઘ્રસડી ઘસડી જાયછે મૃત્યુઆહો,
બાળો તેનાં ટળવળી રડે શીર કૂટે પ્રભુ હો ! ૪.

તૃષ્ણા, ઈર્ષ્યા, મદ, સ્મર[4] અને વાસનાના તરંગો,
સામા સામા કડકડ થઈ, આથડેછે અહોહો !
પ્રત્યાઘાતે મુજ શ્રવણમાં શૂલ પેદા થતું રે,
હૈડું મ્હારું ફડકફડકી કંપતું ફાટતું રે. ૫.

ખારો ખારો ભવઉદધિ આ દુ:પદક્ષારથી રે,
ત્હેને સ્પર્શે મુજશરીરમાં વેદના વ્યાપતી રે;

૧. ભયંકર નાદ. ૨. વાદળાંનાં પડો. ૩. ગાઢ અંધકાર. ૪. કામ.

હૈડામાં હા! ક્ષત[1] પડી ગયાં ત્યાં અડે ક્ષારવારિ,
બંધુ મ્હારા! પીડ વિષમ આ હા! હવે ના સહાતી. ૬.

સાલે આડાં ભ્રમણમગજે, કંપતું મસ્તકે રે,
વ્હીલાં વ્હીલાં મુજ નયનડાં ઉષ્ણ અશ્રુ ઝરે રે;
હૈડે ગાઢું તમ પ્રસરતું ધ્રૂજતો જીવ જાય,
નિર્ભાગી હું વિકલ બનિયો, ચેતના ચાલી જાય. ૭.

અશ્રુ પાડી અશરણ બની જ્યાં રહું આર્ત્તનાદે,
ત્યાં દીઠું મેં મનહર રુડું નાવડું[2] દૂર ક્ષિતિજે;
ધીમું ધીમું ગમન કરતું નાવ શાંતિભરેલું,
શાંતિકેરાં કણ જડી શકે નાવડું તે ઘડેલું! ૮.

છોને ગાજે ઉદધિ પણ આ નાવ લેશે ન ડોલે,
છોને ઘૂમે જલભ્રમરિઓ એ ચઢે ના હીંડોળે;
જ્યોતજેવું સરસર વહે નાવડું અબ્ધિમાંહી,
ત્હેને ન્યાળી હૃદય વિકસ્યું[3] હર્ષની રેલ છેલી. ૯.

ત્યાં તો વ્યોમે કિરણકળિયો વેરતો સૂર્ય ઊગે,
રાતી પીળી નવલનવલી દિવ્ય આભા[4] પ્રસારે;
વાયો વાયુ અનુકૂલ મૃદુ મુજ પ્રારબ્ધયોગે,
ખેંચાયો હું વિકસિત ગાત્ર ચારુ[5] નૌકાસમીપે. ૧૦.

નૌકામાંહી અગણિત દીઠાં શાંતમૂર્ત્તિ ઉતારૂ,
ડૂબંતાંને નરખી ગગળાં તે થતાંતાં દયાળુ;

૧. ધારાં. ૨. વેદધર્મરૂપી નાવ.
૩. પ્રફુલ્લિત થયું. ૪. પ્રકાશ. ૫. સુંદર.

નૌકા ન્યાળું રતિભર તિહાં દિવ્ય નાવિક[૧]કેરી,
તેજ:પુંજોમય ચળકતી ભવ્યમૂર્તિ દિઠી શી?! ૧૧.
મૂર્તિ આહા! પ્રણવરસની[૨] સૌમ્ય આનંદમૂર્તિ,
મૂર્તિ આહા! સતચિતઘનાનંદ સાક્ષાત્ મૂર્તિ;
મૂર્તિ આ શું કલિમલદલી[૩] ઇન્દુમૌલિની[૪] મૂર્તિ,
મૂર્તિ આ શું બહુ[૫] થતી પરબ્રહ્મની જ્યોતિમૂર્તિ. ૧૨.
મૂર્તિ જોતાં મમ હૃદયના ક્લેશ સર્વે શમ્યા રે,
મૂર્તિ જોતાં મમ હૃદયના દુર્વિચારો શમ્યા રે;
મૂર્તિ જોતાં મન તમતણા અભ્રથી[૬] મુક્ત થાતું,
મૂર્તિ જોતાં શુચિપણું[૭] ઉરે જોરમાં ઊભરાતું. ૧૩.
મૂર્તિ જોઈ ઉચ્છલકતે અશ્રુ આંખે ભરીને,
મૂર્તિ જોઈ દીનવદનથી આર્તનાદો કરીને;
બોલ્યો વાણી ગદગદ થતાં:-"નાથ ઓ નાથ મ્હારા!" ૧૪.
"રાખો શર્ણે[૮] દીનજન ગણી, ચર્ણ[૯] સેવું તમારા."
બોલ્યો ત્યાં તો નવિનધનશાં ચારુ શ્રીચર્ણ[૧૦]પદ્મ,
અર્પ્યાં આહા! નીલકમલશાં મુજ સૌભાગ્યસદ્મ[૧૧];

૧. સદ્ધર્મરૂપી વહાણ ચલાવનાર—પૂજ્યપાદ શ્રીસદ્ગુરુ
૨. ૐકારનો રસ—બ્રહ્માનંદ. ૩. કલિકાલના મેલનો નાશ કરનારી.
૪. મુગટમાં ચંદ્રને ધારણ કરનાર. ૫. '**तदैक्षत बहु स्यां प्रजायय**' એ ભગવતીશ્રુતિપરથી સૂચિત. ૬. વાદળાંથી. ૭. પવિત્રપણું. ૮. શરણે. ૯. ૧૦. ચરણ. ૧૧. સદ્મ—ઘર

જ્હેની પ્રાપ્તિ અગણિત તપે પૂર્વપુણ્યે બને તે,
આહા અર્પ્યાં દીનજનમને પૂજ્ય કૈવર્તકે[1] રે ! ૧૫.
જ્હેને માટે[2] મુનિ તપ તપે, યોગીઓ યોગ સાધે,
જ્હેને માટે યતિ નિયત રે' તોય સ્વપ્ને ન લાધે;
જે પામીને બલિ પણ થયો ભૂપ પાતાલકેરો,
તે હું પામ્યો મુજસમ અહો ભાગી છે કો હવે તો ? ૧૬.
ભેટયો હું તો રસભરઉરે નાથનાં પૂજ્યપાદે,
ભેદ્યાં મ્હારાં દુરિત[3] સઘળાં નાથનાં પૂજ્યપાદે;
આનંદેંદુ ચરણકમલે સ્પર્શતાં શાંતિ વ્યાપી,
આનંદેંદુ ચરણકમલે વર્ષતી'તી સુધા શી ! ૧૭.
બાંહે ઝાલી કરુણ[4] હૃદયી કૈવટે નાવ લીધો,
બાંહે ઝાલી ભવઉદધિના શોકથી પાર કીધો;
વંદું વંદું ચરણકમલો નાવીં ! ઓ ! નાથ ! મ્હારા !
હર્ષાશ્રુની અનવધિ સુખે અંજલિ અર્પુંછું આ ! ૧૮.




૧. કૈવર્તક–નાવિક. ૨. જ્હેને માટે–જે શ્રીસદ્ગુરુચરણકમલોને માટે.
૩. પાપ. ૪. કરુણાથી ભરપૂર હૃદયવાળા.

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માપ્રણીત પુસ્તકો.

**શ્રીપરમપદબોધિની:**—ત્રીજી આવૃત્તિ:-આમાં વેદાંતસાર, યોગસાર, સાંખ્યસાર, ભક્તિનિરૂપણ, ને શાસ્ત્રાદિની એકવાક્યતા એ વિષયો તથા જ્ઞાનવૈરાગ્યાદિવિષયપર પદો આપેલાં છે. મૂલ્ય રૂ. ૧-૪-૦. પ્રકટકર્તા કહાનજી ધર્મસિંહ, ગિરગામ, મુંબઇ.

**શ્રીયોગકૌસ્તુભ:**—આવૃત્તિ બીજી:-સુધારાવધારાસાથે. મૂલ્ય રૂ ૧-૮-૦. પ્રકટકર્તા પુરુષોત્તમ કહાનજી ગાંધી, લિંબડી.

**શ્રીનાથસ્વરોદય:**—બીજી આવૃત્તિ:-આ ગ્રંથમાં પ્રાણ અને તત્ત્વને લગતા વિષયોનું વિવેચન કરેલું છે. મૂલ્ય રૂ. ૦-૪-૦.

**યોગપ્રભાકર:**—નવી આવૃત્તિ:-હવે પછી પ્રકટ થશે.

**મનુષ્યમિત્ર:**—નવી આવૃત્તિ:-હવે પછી બહાર પડશે.

**સ્વાભાવિકધર્મ:**—નવી આવૃત્તિ:-હવે પછી બહાર પડશે.

**શ્રીપાતંજલયોગદર્શન:**—બીજી આવૃત્તિ:-આ ગ્રંથમાં ભગવાન્પતંજલિમુનિકૃત મૂલસંસ્કૃતસૂત્રો, પદબોધિની ટીકા, સૂત્રોનો ભાવાર્થ, અને તે ઉપર વિસ્તારપૂર્વક વિવેચન આપવામાં આવેલું છે. મૂલ્ય પાકાપુંઠાવાળાનું રૂ. ૨-૮-૦ ને કાચાપુંઠાવાળાનું રૂ. ૨-૦-૦. પ્રકટકર્તા લાલસિંહ હરિસિંહ ઠાકોર, બાંટવા.

**શ્રીસાંખ્યદર્શન:**—આ પુસ્તક ૭ દર્શનમાંનું એક દર્શન છે. પ્રકૃતિ અને પુરુષ( જડ અને ચેતન )નો વિવેક કરવો એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે. મૂલ્ય રૂ. ૧-૪-૦. પ્રકટકર્તા:-પુરુષોત્તમ કહાનજી ગાંધી, લિંબડી.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતાઃ—શ્રીરહસ્યદીપિકાનામની ગુજરાતી ટીકા**સહિતઃ-આ ગ્રંથમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મૂળશ્લોક, શબ્દાર્થ, ને વિસ્તૃત ટીકા આપવામાં આવેલાં છે. પહેલી આવૃત્તિની સર્વપ્રતો ખપી જવાથી ને ગ્રાહકોની ચાલુ માગણી રહેવાથી વધારા સુધારાસાથેની આ બીજી આવૃત્તિ છપાયછે. મૂલ્ય પાકાપુંઠાવાળા પુસ્તકનું રૂ. ૨-૮-૦.

**સરલાટીકાસહિત ભગવદ્‌ગીતાઃ**—તેમાં વર્ણાનુક્રમથી આધ્યાત્મિકઅર્થો, ઋષિછંદાદિનું વિવેચન, ન્યાસનો વિવેચનસહિત અર્થ, ધ્યાનના શ્લોકો અર્થસહિત, અઢાર અધ્યાયના શ્લોકો તથા તેમનો સંપૂર્ણ અર્થ, અર્થસહિત ગીતામાહાત્મ્ય, ને શ્લોકોનો વર્ણાનુક્રમઆદિ છે. રેશમી પુંઠાવાળો ગુટકો. મૂલ્ય રૂ. ૦-૭-૬.

**સુબોધકલ્પલતાઃ**—આ ગ્રંથમાં નીતિ, કર્મ, ઉપાસના, ને જ્ઞાનનો બોધ છે. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

**સદુપદેશદિવાકરઃ**—શ્રીમન્ મહાત્મા શ્રીનથુરામશર્માતરફથી શિષ્યવર્ગપ્રતિ લખાયલા પત્રોમાંથી અગત્યનો બોધરૂપ ભાગ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

**શ્રીઉપનિષદોઃ**—શ્રીમન્ મહાત્મા શ્રીનથુરામશર્માપ્રણીત તાત્પર્યદીપિકા ટીકા સહિત. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, કારિકાસહિત માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, ને શ્વેતાશ્વતર એ ઉપનિષદો ટીકાસહિત તથા બીજા ૧૦૭ ઉપનિષદોનો સાર આ ગ્રંથમાં છે, વેદાંતનું રહસ્ય જાણી તે પ્રમાણે વર્તી કૃતાર્થ થવા ઇ-

રચનારને આ ગ્રંથ પરમ ઉપયોગી છે. મૂલ્ય રૂ. ૬-૦-૦ ડાકખર્ચ જુદું.

**શ્રીપ્રણવપટ્ટઃ**—બીજી આવૃત્તિઃ-આ પટ્ટમાં ૐકારની મોટી આકૃતિ તથા તેની અંતર બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ને દક્ષિણામૂર્તિની મૂર્તિઓ બેસાડવામાં આવી છે, તેમ જ મોટા અક્ષરથી સ્વર તથા અર્થ સહિત ગાયત્રીમંત્ર, તેના પ્રત્યેક અક્ષરના દેવોનાં નામો, અને તેના પ્રત્યેકપદના આદિઅંતમાં શ્રીસૂર્યદેવની પ્રતિમાઓ મૂકેલી છે. પ્રત્યેક દ્વિજને અતિ ઉપયોગી ને ઘરના શૃંગારરૂપ થઇ પડે તેમ છે. નોંછાવર રૂ. ૦-૨-૬. પોસ્ટેજ રૂ. ૦-૦-૬.

**શ્રીપ્રણવવિસ્તારપટ્ટઃ**—આ પટ્ટમાં ૐકારના સાતવિભાગ તથા તે વિભાગોમાંથી બાળબોધ, ગુજરાતી, અંગ્રેજી ને ઉર્દુ મૂળાક્ષરોની તથા અંકોની ઉત્પત્તિ કેવીરીતે થઇ છે, તે દર્શાવવામાં આવ્યું છે. ચાર ખાણોના જીવોનાં શરીરો ૐકારમાંથી કેવીરીતે ઉપજ્યાં છે, તે પણ દર્શાવ્યું છે. મૂલ્ય રૂ. ૦-૨-૬. પોસ્ટેજ રૂ. ૦-૦-૬.

**શ્રીવેદાંતદર્શનઃ**—આ ગ્રંથ ૭ દર્શનોમાં શિરોમણિરૂપ છે. એમાં ચાર અધ્યાય, સોળ પાદ, ૧૯૨ અધિકરણો, ને ૫૫૫ સૂત્રો છે. પ્રત્યેક અધિકરણમાં મુમુક્ષુને અવશ્ય જાણવાયોગ્ય વિષયનું નિરૂપણ કર્યું છે.

આ ગ્રંથમાં મૂલસૂત્રો, અન્વય તથા અન્વયાર્થ, વિસ્તૃત સરલ ગુજરાતી ટીકા, પ્રત્યેક અધિકરણ અને ઉપયોગિ સૂત્રોની ઉત્થાનિકા, અધ્યાયનાં પાદોનાં ને અધિકરણનાં સાંપ્રદાયિક સંક્ષેપ નામો, વિષયાનુક્રમણિકા, અને સૂત્રોની વર્ણાનુક્રમણિકાઆદિનો સમાવેશ કરવા-

માં આવ્યો છે. મુમુક્ષુજનોને શ્રવણમનન કરવામાં આ ગ્રંથ ઘણો જ ઉપયોગી છે.

કાચાપુંઠાવાળાનું મૂલ્ય રૂ. ૩-૦-૦ ને પાકાપુંઠાવાળાનું મૂલ્ય રૂ. ૩-૮-૦, પોસ્ટેજ જુદું.

**શ્રીયજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—સત્તરમી આવૃત્તિઃ-આ યજુર્વેદિદ્વિજોને માટે સંક્ષિપ્ત આહ્નિકનું પુસ્તક છે. પ્રકટકર્તા વિનામૂલ્યે આપેછે.

પ્રકટકર્તાઃ-મણિલાલ આત્મારામ પંડ્યા, બી૦ એ૦ ભરૂચ.

**શ્રીઋગ્વેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ચોથી આવૃત્તિઃ-વિષયો ઉપર પ્રમાણે.

પ્રકટકર્તાઃ-શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીસામવેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ત્રીજી આવૃત્તિઃ-વિષયાદિ ઉપર પ્રમાણે.

**શ્રીઅથર્વવેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ત્રીજી આવૃત્તિઃ-વિષયાદિ ઉપર પ્રમાણે.

**શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશઃ**—દશમી આવૃત્તિઃ-પ્રકટકર્તા મહારાણા સાહેબ શ્રીભાવસિંહજી-પોરબંદર.

**શ્રીઋગ્વેદીય આહ્નિકપ્રકાશઃ**—ચતુર્થ સંસ્કરણઃ-પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશઃ**—પંચમ સંસ્કરણઃ-પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીઅથર્વવેદીય આહ્નિકપ્રકાશઃ**—દ્વિતીય સંસ્કરણઃ-પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

ચારે વેદની ત્રિકાળી લઘુસંધ્યા, આવૃત્તિ સત્તરમી, પ્રકટકર્તા વકીલ ગોવર્ધનદાસ લાધાભાઇ, રાજકોટ.

**આશૌચવિવેકઃ**—બીજી આવૃત્તિ. વિનામૂલ્યે.

**ટુંકી સંધ્યાઃ**—વિનામૂલ્યે.

**લઘુવૈશ્વદેવઃ**—ચોથી આવૃત્તિ. વિનામૂલ્યે.

**શ્રીઉપદેશગ્રંથાવલિઃ**—સં૦ ૧૯૪૮ થી આષાઢ સુ૦ ૧૫ તથા કાર્તિક સુ૦૧૫ ઉપર બહાર પડેછે.

સર્વગ્રંથો મળવાનું ઠેકાણુંઃ—

**આનંદજી વહાલજી રાજયગુરુ વકીલ,**

પોરબંદર, કાઠિયાવાડ.

---

